આરોગ્ય સિન્ધુના ગ્રાહકોને ભેટ.

આરોગ્ય સિન્ધુ ગ્રન્થમાળા પુષ્પ ૩જું.

# વૈદક ચિકિત્સાસાર.

## ભાગ ૨ જો.





લેખક -
વૈ. ગોપાલજી કુંવરજી ઠક્કુર, આયુર્વેદાચાર્ય,
કરાચી ( સિંધ )

અનેક વૈદ્યક ગ્રન્થોના સત્વરૂપ, સેંકડો વખત અનુભવમાં
સિધ્ધ થએલા ઉત્તમ પ્રયોગોનો સંગ્રહ.

# વૈદ્યક ચિકિત્સાસાર.

## (ભાગ ૨ જો)


લેખક અને પ્રકાશક:—
આયુર્વેદાચાર્ય વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર.
નિ. ભા. આયુર્વેદ મહામંડળની સિન્ધ પ્રાંતિય સ્થાયી
સમિતિના મંત્રી: તથા નિ. ભા. આયુર્વેદ
વિદ્યાપીઠ (કાનપુર) ના કરાચી કેન્દ્રના
વ્યવસ્થાપક:
માલેક: ધી સિન્ધ આયુર્વેદિક ફાર્મસી. (રજીસ્ટર્ડ)
તંત્રી: "આરોગ્ય સિન્ધુ" કરાચી.



સને ૧૯૨૫ ડીસેંબર    પ્રત ૧૦૦૦    સંવત ૧૯૮૨





મુલ્ય આના ૧૨.
બંન્ને ભાગ સાથે રૂા ૧-૮-૦

તરૂણ-સાગર પ્રેસમાં ગિરિજાશંકર બી. ત્રિવેદીએ પ્રકાશકને
માટે છાપ્યું, કેમ્પબેલ સ્ટ્રીટ,-કરાચી.

પરમ પુજ્ય,

# શ્રીમાન ડૉ. આર. જે. વેદાંત

નિવાસ સ્થાનઃ વડગાદી, મુંબઇ.

આપ આયુર્વેદ વૈદ્યકના પરમ ઉપાસક છો. દેશી વૈદ્યકની મારી દરેક પ્રવૃતિ પ્રત્યે આપ સારી લાગણી અને માન રાખી દરેક પ્રકારે મને ઉત્સાહીત રાખો છો. તેમજ મારા વિદ્યાભ્યાસ વખતે મને એક મુરબ્બી અને વડીલ તરીકે આપે અનેક પ્રકારે સહાયતા અને સાધનો આપી મારા વિચારોને દ્રઢ અને પરિપૂર્ણ રૂપે વદ્યકમાં ટકાવી રખાવ્યા છે. આ સર્વ આપના સદ્ગુણો યુક્ત મારા પરના અનેક ઉપકારોથી હું માત્ર ત્હેની યાદગીરી રૂપે આપનું શુભ નામ આ મારા એક નાનકડા પુસ્તકમાં અમર રાખવા આ વૈદ્યક ચિકિત્સાસાર બીજો ભાગ આપના ચરણ કમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉ છું.

લી૦ હુ છું આપનો બાળક,
વૈદ્ય ગોપાલજી ઠકકુર,
ના સવિનય પ્રણામ

# પ્રસ્તાવના.

હાલના સમયમાં પ્રાંતિક ભાષામાં વૈદ્યકનાં કેવાં પુસ્તકો પ્રગટ કરવાની જરૂર છે તે જાણવા માટે મેં મ્હારા તરફથી ગયા વર્ષમાં વૈદ્યક ચિકિત્સાસાર ભા. ૧ લો જેમાં મારી ફાર્મસીમાં તૈયાર થતી અને મારા અનુભવમાં જે જે દવાઓ ઠીક જણાઇ તેનો સંગ્રહ બ્હાર પાડેલ હતો. આ સંગ્રહને જન સમાજ તરફથી ઠીક વધાવી લેવામાં આવ્યો છે. આ સંગ્રહના અનુસંધાનમાંજ આ વૈદ્યક ચિકિત્સાસાર ભા. ૨ જો લખી બ્હાર પાડવામાં આવે છે. જેવી રીતે પેહલા ભાગનો સંગ્રહ સમાજને ઉપયોગી જણાયો છે તેવીજ રીતે મને આશા છે કે આ બીજો ભાગ પણ ઉપયોગીજ થશે આમાં મેં મારા ખાનગી કે શાસ્ત્રીય પ્રયોગોનો કંઇપણ ભેદ રાખેલ નથી માત્ર જેમાં મને પુરી ખાત્રી છે ને અને જે વૈદ્યોના અનુભવમાં યોગ્ય જણાયું છે તેજ આમાં મેં દાખલ કરેલ છે.

પ્રથમ ભાગ માટે હિંદી અને બંગાળી વૈદ્યોએ આ ગ્રન્થ માટે "આ સમયને અનુકુળ અને બહુજ ઉપયોગી વસ્તુ છે" એવો અભિપ્રાય આપી તેનો લાભ લીધો છે. ગુજરાતમાં આવી શૈલીનું આ પ્રથમજ પુસ્તક હોવાથી ગુજરાતના વૈદ્યોએ તથા વૈદ્યક પ્રેમી ગૃહસ્થોએ અને બીજા પત્રકારોએ પોતાનો મત આ ગ્રન્થને માટે બહુજ સારો આપ્યો છે એ જાણી મને મારો શ્રમ સફળ થયો છે એમ સમજી વધુ ઉત્સાહથી આ કાર્ય ચાલુ રાખેલ છે. અને આ શૈલીનાં ચાર ભાગ પુરા કરવા પુરો નિશ્ચય કરેલ છે. બીજા બે ભાગ માટે ચૂંટણી થઇ ગઇ છે અને તે બને તેટલી ત્વરાથી પ્રગટ થઇ જશે.

આ ચુંટાયલા પ્રયોગોમાં જે જે ગ્રન્થમાંથી કે કોઇ સંગ્રહમાંથી જેના જેના ઉપાયો લેવામાં આવ્યા છે તેને માટે તે સર્વ ભાઇઓનો હું આ સ્થળે આભાર માનું છું.

પહેલા ભાગના વાંચનારાઓએ મને એક સૂચના આપી હતી કે દરેક પ્રયોગ કયા કયા ગ્રન્થનો છે તેનું નામ આપવું. મને આ સૂચનાં

ગમીછે પણ તેનો અમલ આ વખતે થયો નથી. તેનું કારણ કે પ્રથમ ભાગમાં તે થયું નથી. અને બીજા ત્રીજામાં થાય તે ઠીક નથી. એટલે હવે તો બીજી આવૃત્તિમાં આ સુધારો અવશ્ય કરી દેવામાં આવશે.

આરોગ્ય સિન્ધુના ગ્રાહકોને આ પુસ્તક સને ૧૯૨૫ માં જેઓ ગ્રાહક તરીકે રહી લવાજમ ભરી ચુકયા છે તેમને ભેટ આપવામાં આવશે જ્યારે છુટક ખરીદનારાઓને માટે માત્ર બારજ આના રાખવામાં આવેલ છે.

આવી ઢબનાં સરળ ભાષામાં વૈદ્યકનાં પુસ્તકો પ્રગટ થવાથી સાધારણ જનસમાજ કે જે દેશી દવાઓ વાપરવાની ઇચ્છા રાખે છે તેને બહુજ ઉપયોગી થઇ પડેલ છે. વિદેશી દવા વાપરનાર ડૅાકટરો અને બીજા ગૃહસ્થો પણ આમાંથી ઠીક લાભ ઉઠાવી શકયા છે. તેનું કારણ કે સરળ ભાષામાં અને ટુંકાણમાં, ખાસ ઉપયોગી બાબતોની માહીતી સાથેજ આ પુસ્તકમાં દરેક પ્રયોગ ગોઠવાયા છે, જેથી કોઇ પણ પ્રયોગ બનાવી વાપરતાં તેમને જરાપણ તકલીફ જણાતી નથી અને તેથી તેમને ફાયદો પણ થયો છે, ખર્ચમાં ફાયદો થવાની સાથે તેઓ દેશી દવા વાપરવા પણ અવશ્ય લલચાય છે. આથી મને પુરી ખાત્રી થઇ છે કે આવી શૈલીનાં પુસ્તકોથી સાધારણ શિક્ષીત વર્ગમાં અને ડૅાકટરોમાં આયુર્વેદિક ઔષધોનો પ્રચાર જલદીથી અને સરળતા થઇ શકે છે ખરો.

છેવટે આ કાર્યમાં મને સહાનુભૂતિ આપી ઉત્સાહ આપનાર આરોગ્ય સિન્ધુના ગ્રાહકોનો અને બીજા ફાર્મસીના ગ્રાહક વર્ગનો પણ હું આ સ્થળે આભાર માનું છું કેમકે તેમની સહાનુભૂતિ શિવાય આ બીજો ભાગ પ્રગટ થાત કે કેમ ? તે નિશ્ચય નહોતું. અંતમાં પરમકૃપાળુ પરમાત્માનો આભાર માનું છું કેમકે તેમની કૃપા શિવાય તો આમાંનું કંઇપણ થઇ શકેજ કયાંથી.

આપનો નમ્ર સેવક.

**વૈદ્ય ગોપાલજી ઠકકુર.**

# ભાગ બીજાની અનુક્રમણિકા.


| નંબર | નામ | પૃષ્ઠ. | નંબર | નામ | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૨૭ | અગ્નિરસ | ૧૩૩ | ૧૫૦ | કામધેનું રસ | ૧૩૨ |
| ૧૨૮ | અર્કવટી | ૧૦૧ | ૧૫૧ | કાંચનાર ગુગળ | ૯૮ |
| ૧૨૯ | અમર સુંદરી ગુટીકા | ૧૦૨ | ૧૫૨ | કુટજારિષ્ટ | ૧૪૨ |
| ૧૩૦ | અગ્નિમુખ ચુર્ણ | ૮૭ | ૧૫૩ | કુટજાવલેહ | ૧૩૫ |
| ૧૩૧ | અમૃતપ્રભા વટી | ૧૦૮ | ૧૫૪ | કુટજાદિ કષાય | ૧૪૭ |
| ૧૩૨ | અભયા વટી | ૧૦૦ | ૧૫૫ | કેશરાદિ વટી | ૧૦૯ |
| ૧૩૩ | અભયારિષ્ટ | ૧૪૫ | ૧૫૬ | કોલેરાની ગોળી | ૧૧૧ |
| ૧૩૪ | અમૃતારિષ્ટ | ૧૪૪ | ૧૫૭ | કંટકાર્યાવલેહ | ૧૩૬ |
| ૧૩૫ | અગ્નિપતિકર ચુર્ણ | ૯૬ | ૧૫૮ | કર્ણબિંદુ | ૧૫૪ |
| ૧૩૬ | અહિફેનાસવ | ૧૪૪ | ૧૫૯ | કૃમિકુઠાર રસ | ૧૧૫ |
| ૧૩૭ | અર્જુનારિષ્ટ | ૧૪૩ | ૧૬૦ | કર્પુર સુંદરી ગુટીકા | ૧૧૨ |
| ૧૩૮ | આમ રાક્ષસી ગુટીકા | ૧૦૫ | ૧૬૧ | ખદિરાદી વટી | ૧૦૧ |
| ૧૩૯ | આયુષ્યવર્ધની ગુટીકા | ૯૭ | ૧૬૨ | ખદિરારિષ્ટ | ૧૪૧ |
| ૧૪૦ | આયુર્વેદિક ચહા | ૧૫૦ | ૧૬૩ | ખરજવાનો મલમ | ૧૫૨ |
| ૧૪૧ | ઇતરીફલ કસનીજી | ૧૩૬ | ૧૬૪ | ખસનો મલમ | ૧૫૨ |
| ૧૪૨ | ઉશીરાસવ | ૧૪૭ | ૧૬૫ | ગર્ભવિનોદ રસ | ૧૩૧ |
| ૧૪૩ | કનક સુંદર રસ | ૧૩૨ | ૧૬૬ | ગંધક રસાયન | ૧૨૦ |
| ૧૪૪ | કલ્પતરૂ રસ | ૧૨૬ | ૧૬૭ | ગંગાધર ચુર્ણ | ૯૭ |
| ૧૪૫ | કનકાસવ | ૧૪૬ | ૧૬૮ | ગ્રહણીકપાટ રસ | ૧૨૧ |
| ૧૪૬ | કર્પુરરસ | ૧૧૯ | ૧૬૯ | ચંદ્રકળા રસ | ૧૨૧ |
| ૧૪૭ | કર્પુરાસવ | ૧૪૩ | ૧૭૦ | ચંદનાસવ | ૧૪૨ |
| ૧૪૮ | કાળો રસ | ૧૨૪ | ૧૭૧ | ચૈતન્યરસ | ૧૩૨ |
| ૧૪૯ | કિશોર ગુગળ | ૯૯ | ૧૭૨ | ચોપચીનીઆદિ ચુર્ણ | ૮૮ |

| નંબર. | નામ. | પૃષ્ઠ. | નંબર. | નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|---|---|
| ૧૭૩ | જયવટી | ૧૧૮ | ૧૯૯ | પ્રતાપ લંકેશ્વર રસ | ૨૨૫ |
| ૧૭૪ | જખતનો મલમ | ૧૫૧ | ૨૦૦ | પ્રવાહીકા નાશક વટી | ૧૦૪ |
| ૧૭૫ | જ્વરઘ્નની વટી | ૧૦૯ | ૨૦૧ | પ્રદરારી રસ | ૧૨૫ |
| ૧૭૬ | જાતીફલાદિ ચુર્ણ | ૯૩ | ૨૦૨ | ફીવર મીકશ્ચર | ૧૫૬ |
| ૧૭૭ | જાતીફલાદિ વટી | ૧૦૭ | ૨૦૩ | બત્રીસું-કાટલું | ૧૩૩ |
| ૧૭૮ | તાલીસાદિ ચુર્ણ | ૮૮ | ૨૦૪ | બ્રાહ્મી કવાથ | ૧૪૯ |
| ૧૭૯ | દશન સંસ્કાર ચુર્ણ | ૯૨ | ૨૦૫ | ભૂતભૈરવ રસ | ૧૩૧ |
| ૧૮૦ | દશમુલારિષ્ટ | ૧૪૦ | ૨૦૬ | ભીમસેની ગુટીકા | ૧૦૮ |
| ૧૮૧ | દુગ્ધ વટી | ૧૧૦ | ૨૦૭ | મનમથાભ્ર રસ | ૧૨૭ |
| ૧૮૨ | દાડીમી વટી | ૧૦૫ | ૨૦૮ | મનમથવિલાસ રસ | ૧૧૪ |
| ૧૮૩ | દ્રાક્ષાદિ અવલેહ | ૧૩૭ | ૨૦૯ | મહાલક્ષ્મી નારાયણ રસ | ૧૩૦ |
| ૧૮૪ | ધાત્રિદશાંગ કવાથ | ૧૪૯ | ૨૧૦ | મહાલક્ષ્મી વિલાસ રસ | ૧૧૪ |
| ૧૮૫ | નવાયસલોહ | ૯૫ | ૨૧૧ | મહાયોગરાજ ગુગળ | ૧૧૭ |
| ૧૮૬ | નયનામૃત અંજન | ૧૫૫ | ૨૧૨ | મહાપંચનિંબ ચુર્ણ | ૮૯ |
| ૧૮૭ | નારાયણ ચુર્ણ | ૯૪ | ૨૧૩ | યવાનીખાંડવ ચુર્ણ | ૯૩ |
| ૧૮૮ | નારાયણ તૈલ | ૧૪૦ | ૨૧૪ | યકૃતરોગનાશક પ્રયોગ | ૯૦ |
| ૧૮૯ | નાગરાદિ પાચન | ૧૪૮ | ૨૧૫ | યષ્ટીમધુ વટી નં. ૧ | ૧૦૯ |
| ૧૯૦ | નારસીંહ રસાયન | ૧૩૭ | ૨૧૬ | રકતસ્થંભક કવાથ | ૧૫૧ |
| ૧૯૧ | નારાચરસ | ૧૧૬ | ૨૧૭ | રામબાણ મલમ | ૧૫૩ |
| ૧૯૨ | નેત્રાંજન | ૧૫૪ | ૨૧૮ | રાજેન્દ્ર વટી | ૧૦૬ |
| ૧૯૩ | પથ્યાદિ વટી | ૨૦૫ | ૨૧૯ | લવંગાદિ ચુર્ણ | ૮૯ |
| ૧૯૪ | પથ્યાદિ કવાથ | ૧૪૯ | ૨૨૦ | લઘુલાઈ ચુર્ણ | ૧૨૨ |
| ૧૯૫ | પશુપતિનાથ રસ | ૧૨૪ | ૨૨૧ | લાક્ષાદિ તેલ | ૧૩૯ |
| ૧૯૬ | પથ્યાદિ ગુગળ | ૧૦૦ | ૨૨૨ | વસંતકુસુમાકર રસ | ૧૧૭ |
| ૧૯૭ | પિપલ્યાસવ | ૧૪૬ | ૨૨૩ | વાતરાક્ષસ રસ | ૧૨૮ |
| ૧૯૮ | પુષ્યાનુગ ચુર્ણ | ૯૨ | ૨૨૪ | વાસાદિ કવાથ | ૧૪૯ |

| નંબર. | નામ. | પૃષ્ટ. | નંબર. | નામ. | પૃષ્ટ. |
|---|---|---|---|---|---|
| ૨૨૫ | શંશમની નંબર ૧ | ૧૦૨ | ૨૩૯ | સુધાનિધી રસ | ૧૨૯ |
| ૨૨૬ | ,, ,, ૨ | ૧૦૩ | ૨૪૦ | સુતરાજ રસ | ૧૧૯ |
| ૨૨૭ | ,, ,, ૩ | ૧૦૪ | ૨૪૧ | સુવર્ણ વસંત માલતી | ૧૧૩ |
| ૨૨૮ | શિરશુળહર ચુર્ણ | ૯૫ | ૨૪૨ | સુવર્ણ વટીનં. ૧ | ૯૮ |
| ૨૨૯ | શૂળગજકેસરી રસ | ૧૨૨ | ૨૪૩ | ,, નં. ૨ | ,, |
| ૨૩૦ | શ્વાસચિંતામણી રસ | ૧૨૭ | ૨૪૪ | સુર્યપ્રભા વટી | ૧૧૨ |
| ૨૩૧ | શ્વેતાંજન | ૧૫૫ | ૨૪૫ | હરીતકી અવલેહ | ૧૩૪ |
| ૨૩૨ | શ્રીનિલકંઠ રસ | ૧૨૯ | ૨૪૬ | હરસનો મલમ | ૧૫૩ |
| ૨૩૩ | સરસ્વતિ ચુર્ણ | ૯૦ | ૨૪૭ | હરસની અકસીર દવા | ૯૦ |
| ૨૩૪ | સપ્તાંગ ગુગળ | ૧૧૧ | ૨૪૮ | હિંગ્વાદિ ચુર્ણ | ૯૪ |
| ૨૩૫ | સમીરગજકેસરી રસ | ૧૨૩ | ૨૪૯ | હિંગુલેશ્વર રસ | ૧૨૨ |
| ૨૩૬ | સ્નાનરજ ચુર્ણ | ૮૭ | ૨૫૦ | હેમાભ્રરસ સિંદુર | ૧૨૬ |
| ૨૩૭ | સિતોપલાદિ અવલેહ | ૧૩૮ | ૨૫૧ | ક્ષયહર પ્રયોગ | ૯૧ |
| ૨૩૮ | સુખવિરેચન | ૯૬ | ૨૫૨ | ક્ષયકેશરી યોગ | ૯૧ |


---

श्रीधन्वन्तरये नमः

# વૈદ્યક ચિકિત્સાસાર.

## ( ભાગ ૨ જો. )

### ૧૨૭ સ્નાનરજ ચૂર્ણ.

**બનાવટ**—લોદર, વજ, ધાણા, હળદર, દારૂ હળદર, શુદ્ધમનશીલ સરસવ, મગની દાળનો લોટ, પ્રથમની સાત દવાઓ દરેક એકેક તોલો લેવી. જ્યારે છેલ્લી દવા તે સાત દવાઓના વજન જેટલી લેવી અને તેનું ચૂર્ણ કરી બાટલી ભરી રાખવા.

**ઉપયોગ**—ઉપરના ચૂર્ણને થોડાક પાણીમાં ચોળી શરીર પર ઘસવું. અને તેને પાચ દશ મીનીટ સુધી શરીરપર મસળી ઠંડા જળવડે સ્નાન કરી લેવું.

**ફાયદો**—આ પ્રમાણે સ્નાન કરવાથી ચામડી સ્વચ્છ અને તેજસ્વી બને છે. ખરાબ પસીનાને લીધે આવતી ગંધ દુર થઇ શરીરમાંથી સારી વાસ આવે છે. અને ચામડીનાં દરદો મટી ચામડી રેશમ જેવી બને છે.

**સૂચના**—નહાતી વખતે દવાનો ભાગ પેટમાં નજાય તેનું ખાસ ધ્યાન રાખવું જોઇએ.

---

### ૧૨૮ અગ્નિમુખ ચૂર્ણ.

**બનાવટ**—

| | |
|---|---|
| હિંગ તો. ૧ | વજ તો. ૨ |
| પીપર તો. ૩ | શુંઠ તો. ૪ |
| અજમો તો. ૫ | હરડે છાલ તો. ૬ |
| ચિત્રકમુળની છાલ તો. ૭ | કુપલેટ તો. ૮ |

રીત—દરેક દવાનું છુટું છુટું ચૂર્ણ લઇ વાટી મેળવી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧૨થી ૨૪ રતીભાર અથવા બેથી ચાર આનીભાર.

અનુપાન—સ્વચ્છ પાણી સાથે.

સમય—દિવસમાં ત્રણ વખત જમવા પહેલાં.

ઉપયોગ—હોજરીને બળ આપે, ખોરાક પચાવે, વાયુને ઓછો કરે, દસ્ત સાફ લાવે, અગ્નિદીપન કરી વાયુ, ગોળો. મંદાગ્નિ, કફ, ઝાડા, ચુંક વગેરે મટાડે છે.

---

# ૧૨૯ તાલીસાદી ચૂર્ણ.

બનાવટ—તાલીશ પત્ર ૧ તોલો, મરી ૨ તોલા, શુંઠ ૩ તોલા, પીપર ૪ તોલા, વંશલોચન તોલા ૫, તજ ાા તોલો, એલચી ાા તોલો, સાકર તોલા ૩૨ એનું બારીક ચુર્ણ કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—ા થી ાા તોલો.

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—અરૂચી, ખાંસી, ઉલટી, હૃદયરોગ, પડખાનું શુળ, વગેરે મટી ભૂખ લગાડે છે.

---

# ૧૩૦ ચોપચીનીઆદિ ચૂર્ણ.

બનાવટ—ચોપચીની તોલા ૧૬ સાકર તોલા ૪ પીપર, પીપરી મુળ, મરી, લવંગ, અકલકરો, શુંઠ, વાવડીંગ, હરડે, બહેડાં, આમળા અને બંગભસ્મ એ દરેક અર્ધ અર્ધ તોલો લેવાં. તેનું ચુર્ણ કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—ા થી ાા તોલો.

અનુપાન—મધ અથવા ઘી સાથે.

ઉપયોગ—વીશ પ્રકારનો પ્રમેહરોગ, ઉપદંશ રોગ, વાતરક્ત, વ્રણ, કુષ્ટ. ગરમીનો સંધીવા, ધાતુક્ષીણતા, વાયુ વગેરેમાં સારો ફાયદો આપે છે.

---

## ૧.૩૧ મહાપંચનિંબ ચૂર્ણ.

**બનાવટ**—લીંબડાનું પંચાગ તોલા ૧૫, લોહભસ્મ, હીમેજ, કુવાડીયાના બીજ, ચિત્રકમુળ. ભીલામ, વાવડીંગ, સાકર, આમળા. હળદર, પીપર, મરી, શુંઠ. બાબચી, ગરમાળાનો ગોળ, ગોખરૂ એ દરેક વસ્તુ એકેક તોલો લેવી.

**રીત**—ઉપરની દવાઓ ખાંડી કપડે ચાળી તેને ભાંગરાના રસની, ખેરના કવાથની, બીબલાના કવાથની, એકેક ભાવના આપી સુકવી કપડે ચાળી બાટલીમાં ભરી લેવું.

**અનુપાન**—મંજીષ્ઠાદિ કવાથ અથવા ખેરના કવાથ સાથે.

**પ્રમાણ**—ા થી ાા તોલો સવાર સાંજ બે વખત.

ઉપયોગ—ચામડીનાં તમામ દરદો તથા કુષ્ટરોગ અને રકતવિકાર મટે છે. દવા લાંબો વખત લેવી જોઇએ.

---

## ૧૩૨ લવંગાદિ ચૂર્ણ.

**બનાવટ**—લવંગ, કપુર, એલચી, તજ, નાગકેશર, વાળો, જાયફળ, શુંઠ, શાહજીરૂં, કાળોઅગર, વંસલોચન, જટામાસી, કાળુંકમળ, પીપર. સુખડ, તગર, વાળો, કંકોળ, એ સર્વ એકેક તોલો લઇ તેનું ચુર્ણ કરી કપડે ચાળી લેવું અને તેમાં વાટેલી સાકરનો ભુકો તોલા ૯ મેળવી રાખવું.

**પ્રમાણ**—બે થી ચાર આની ભાર.

**અનુપાન**—મધ અથવા પાણી.

ઉપયોગ—ક્ષય, ખાંસી, કંઠનોરોગ, હેડકી, પીનસરોગ, શ્વાસ, અતિસાર, પ્રમેહ, ઉરક્ષત, અરૂચી, ગુલ્મ, સંગ્રહણી વગેરેમાં ઠીક છે.

## ૧૩૩ સરસ્વતિ ચુર્ણ.

**બનાવટ**—કુષ્ટ, આસુંડ સિંધાલુણ, અજમોદ, જીરૂં, શાહ-જીરૂં શુંઠ, મરી, પીપર, કાળીપાટ, સંખાવળી. એ દરેક અકેક તોલો તથા ધોળાવજ તોલા ૧૧ લઇ વાટી ચુર્ણ કરી કપડે ચાળી તેને બ્રાહ્મીના સ્વરસની કે કવાથની ત્રણ ભાવના આપી સુકવી લેવું.

**પ્રમાણ**—ાા થી ાાા તોલો. સવાર સાંજ બે વખત.

**અનુપાન**—મધ અને ઘી સાથે ચાટી ઉપર દુધ પીવું.

**ઉપયોગ**—ઉન્માદ, અપસ્માર, મગજનાં દરદો મટાડી બુદ્ધિને વધારે, યાદશકિત ખીલવે, ધીરજ અને સ્મરણ શકિત વધારે. વિદ્યાર્થીઓ પાટે તેમજ અભ્યાસ કરનારા સુરત બાળકો માટે સારૂં ગણાયછે.

## ૧૩૪ હરસની અકસીર દવા.

**બનાવટ**—શુદ્ધ ગંધક વાલ ૨ ક્રીમ ઓફ ટારટર (વિલાયતી દવા છે) વાલ ૪

**રીત**—ઉપરની દવાને ખરલમાં ઘુંટી બે પડીકાં કરવાં.

**અનુપાન**—માખણ સાથે દવા ચાટી જવી.

**સમય**—સવાર સાંજ અકેક પડીકું લેવું.

**ઉપયોગ**—હરસમાં પડતું લોહી બંધ કરે, અને દસ્ત સાફ લાવી પીડા ઓછી કરે છે.

## ૧૩૫ યકૃતરોગનાશક પ્રયોગ.

**બનાવટ**—કડુ તોલા ૨૦ નવસાગર તો. ૧૦
સિંધાલુણ તો. ૪ સંચળ તો. ૪
હીંગ તો. ૨

**રીત**—ઉપરની દવાઓનું બારીક ચુર્ણ કરી તેને પ્રથમ ગૌ મુત્રની તથા ચિત્રકના કવાથની અને કુંવારના રસની ત્રણ ત્રણ ભાવનાઓ આપી ઘુંટી વટાણા જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—દરેક વખતે બબ્બે ગોળી.

**સમય**—દિવસમાં ત્રણ વખત,

**અનુપાન**—સ્હેજ ગરમ પાણી સાથે અથવા કુમાર્યાસવ સાથે

**ઉપયોગ**—યકૃત, પ્લીહા, પેટની કોઇ પણ ગાંઠ આ પ્રયોગથી બરાબર મટી ભૂખ લાગે છે અને લોહી સાફ થઇ પેટ ચોખું થાય છે.

---

## ૧૩૬ ક્ષયહર પ્રયોગ.

**બનાવટ**—ગળોસત્વ તો. ૦॥ પીપર તો. ૦।•

સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૦। પ્રવાલ ભસ્મ તો. ૦।

**રીત**—ઉપરની દવા વાટી તેના આઠ પડીકાં બનાવી લેવાં તેમાંથી દીવસમાં ચાર પડીકાં દર ત્રણ ત્રણ કલાકે મધ સાથે આપી ઉપર દુધ પીવરાવવું.

**ઉપયોગ**—નબળાઇ, ક્ષય, ક્ષીણતા, શરીરની કૃષ્ણતા, ઉધરસ, શ્વાસ, જીર્ણજ્વર વગેરે મટે છે.

---

## ૧૩૭ ક્ષય કેસરી યોગ:

**બનાવટ**—મરી, પીપર, પુલાવેલીફટકડી, નવસાર એ દરેક બે બે તોલા, શુદ્ધ વચ્છનાગ ૧ તોલો મેલવી તેને બારીક વાટી રાખવું.

**પ્રમાણ**—૧ થી ૩ રતીભાર. દિવસમાં ત્રણ વખત.

**અનુપાન**—સાકરના ભૂકામાં ઉપરની દવા લેવી. અને ઉપર દુધ પીવું.

ઉપયોગ—ક્ષય, ઉધરસ, શળેખમ, શરદી, તાવ અને ઉંટાટી-આની ખાંસી મટે છે.

---

# ૧૩૮ પુષ્યાનુગ ચુર્ણ.

બનાવટ—કાળીપાટ, રસવંતી, મોથ, જાંબુના ઠડીયા, આંબાની ગોટલી, પાષાણભેદ, લોદર, મજીઠ, કમળનીકેશર, બીલીનો ગરભ, મોચરસ, નાગકેશર, સોનાગેરૂ, શુંઠ, કાયફલ, મરી, રકતચંદન, અરડુસો, ધાવડીનાં ફુલ, દ્રાક્ષ, સારીવામુગ, જેઠીમધ, કડાછાલ, અતિવિષ, અર્જુનછાલ, કાળીપાટ, સમભાગે લઇ ચુર્ણ કરી બાટલી ભરી રાખવી.

અનુપાન—મધ સાથે ચાટી ઉપર ચોખાનું ધોણ પીવું.

પ્રમાણ—૦ા તોલો સવાર સાંજ બે વખત.

ઉપયોગ—પ્રદર, રકતપ્રદર, રકતાર્શ, અતિસાર, રકતાતિસાર, યોનીદાહ, ક્રમિરોગ, ઋતુદોષ વગેરે મટે છે. આ દવા ખાસ કરી પ્રદર રોગમાં બહુજ વપરાય છે.

---

# ૧૩૯ દશાન સંસ્કાર ચુર્ણ.

બનાવટ—શુંઠ, હરડેછાલ, મોથ, કાથોઉંચો, બાળેલી સોપારીના કોલસા, મરી, લવંગ, તજ એ દરેક ચીજ એકેક તોલો લેવી તથા ચાકનો બારીક ભુકો તોલા ૮ લેવો.

રીત—દરેક ચીજને વાટી ઘુંટી કપડે ચાળી લેવું.

ઉપયોગ—આ મંજન સવારે દાંતે ઘસવાથી દાંત સાફ રહે છે દરદ મટે છે, પરૂ થતું અટકે છે. મોઢાનાં દરદો મટી દાંત મજબુત બને છે. મોઢામાંથી ખરાબ વાસ નીકળતી બંધ પડી મોં સુવાસિત બને છે. હમેશાં વાપરવામાં વાંધો નથી.

સૂચના—મંજન લગાડયા બાદ તે ઘસીને પછી સ્વચ્છ પાણીથી કોગળા કરી નાંખવા જોઇએ.

# ૧૪૦ જાતીફલાદિ ચુર્ણ.

બનાવટ—જાયફલ, વાવડીંગ, ચિત્રક, શુંઠ, તગર, તલ, તાલીસ પત્ર, સુખડ, લવંગ, કલોંજી, કપુર, હરડે, આમડા, મરી, પીપર, તજ, વસંલોચન, એલચી. તમાલપત્ર, નાગકેશર, એ દરેક તોલો તોલો લેવાં. તથા શુધ્ધ શેકેલીભાંગ તોલા ૯ અને સાકર તોલા ૨૯ લઇ કુટી ચુર્ણ કરી બાટલી ભરી રાખવી.

પ્રમાણુ--૬થી ૧૨ રતીભાર.

અનુપાન—મધ સાથે.

ઉપયોગ—ક્ષય, ઉધરસ, શ્વાસ, સંગ્રહણી, ઝાડા, મરડો, મંદાગ્નિ, સળેખમ વગેરે મટે તથા ઉંઘ લાવે છે અને દરદને મટાડે છે. માથાનું દરદ તથા ઉન્માદમાં પણ વપરાય છે,

# ૧૪૧ યવાનીખાંડવ ચુર્ણ.

બનાવટ—અજમો, દાડમબીજ, શુંઠ, આમલીની છાલ અમ્લ-વેત્સ, ખાટાંબોર એ દરેક ચાર ચાર તોલા, કાળાં મરી ૨॥ તોલા, પીપર તોલા દશ, તજ, સંચળ, ધાણા અને જીરૂં એ દરેક બબે તોલા સાકર ૬૪ તોલા. એ સર્વને ખાંડી બારીક ચુર્ણ બનાવી કપડે ચાળી બાટલી ભરી લેવી.

પ્રમાણુ—૧૨ થી ૨૪ રતીભાર સવાર સાંજે બે વખત પાણી સાથે.

ઉપયોગ—પાંડુરોગ, હૃદયરોગ, સંગ્રહણી, જ્વર, ઉલટી, શોષ, અતિસાર, બરલ, કબજીઆત, અરૂચી, શુળ, મંદાગ્નિ, અર્શરોગ, જીભ અને ગળાનાં દરદો વગેરેમાં ઠીક ફાયદો આપે છે.

# ૧૪૨ હિંગ્વાદિ ચૂર્ણ.

બનાવટ—શેકેલીહીંગ, કાળીપાટ, હરડેછાલ, ધાણા, દાડમબીજ, ચિત્રકછાલ, કચુરો, શુંઠ, અજમોદ, મરી, પીપર, પળાંશી, અમલવેત્સ, તુલશીપાન, આમલીની છાલ, જીરૂં, પુષ્કરમુળ, વજ, ચવક, સાજીખાર, જવખાર, સિંધાલુણ, સંચળ, બીડલુણ, મીઠું, વડાગરૂં મીઠું એ દરેક ચીજ સમભાગે લેવી. અને ચુર્ણ કરી ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧૨થી ૨૪ રતીભાર.

સમય—જમ્યા પ્હેલાં સ્હેજ ગરમ પાણી સાથે અથવા છાશ સાથે.

ઉપયોગ—વાયુ, ગોળો, હૃદયરોગ, કબજીઆત, બસ્તીશુળ, પાર્શ્વશુળ, ગુદશુળ, મુત્રકૃચ્છ, પાંડુરોગ, હેડકી, યકૃતરોગ, પ્લીહા, શ્વાસ, કંઠરોગ, ખાંસી, સંગ્રહણી, અર્શ વગેરે મટે છે. હમેશાં વાપરી શકાયછે અને સ્વાદિષ્ટ છે,

---

# ૧૪૩ નારાયણ ચૂર્ણ.

બનાવટ—ચિત્રકછાલ, હરડે, બહેડા, આમળાંની છાલ, શુંઠ, મરી, પીપર, પલાંશી, વજ, અજમો, જીરૂં, પીપળીમુળ, વરીઆળી, તુલશીનાપાન, અજમોદ, કચુરો, ધાણા, વાવડીંગ, કાળુંજીરૂં, ઉપલેટ, પુષ્કરમુળ, સાજીખાર, યવક્ષાર, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, વડાગરૂંમીઠું, મીઠું એ દરેક એકેક તોલો ઈંદ્રવારૂણીનાં મુળ બે તોલા, નસોતર ૩ તોલા, દાંતીમુળ ૪ તોલા, કાંટાળા થોરનું મુળ ૨ તોલા, એ દરેક ચીજને બારીક વાટી ચુર્ણ કપડછાણ કરી બાટલીમાં ભરી લેવું.

પ્રમાણ—૦ાથી ૦ાા તોલો. સવાર સાંજ બે વખત.

અનુપાન—રોગ પ્રમાણે અથવા છાશ કે ગરમ પાણી સાથે,

ઉપયોગ--અજીર્ણ કબજીઆત. હૃદયરોગ, પાંડુરોગ, ખાંસી, શ્વાસ, ભગંદર, મંદાગ્નિ, જ્વર, કુષ્ટ, સંગ્રહણી, સ્થાવર જંગમવિષનો વિકાર વગેરેમાં સારો ફાયદો આપી તમામ ઉદરરોગ મટાડી શરીર શુધ્ધ બનાવે છે.

---

## ૧૪૪ નવાયસ લોહ.

બનાવટ—ચિત્રકમુળની છાલ, હરડેછાલ, બહેડાં છાલ, આમડાની છાલ, પીપર, નાગરમોથ, શુંઠ, વાવડીંગ, મરી એ સર્વ દવા એક એક તોલો તેનું ચુર્ણ કરી તેમાં લોહભસ્મ તો. ૯ મેળવી ઘુંટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર સવાર સાંજ બે વખત.

અનુપાન—મધ અથવા ઘી સાથે ચાટી ઉપર દુધ પીવું. અથવા છાશ પીવી.

ઉપયોગ--પાંડુરોગ, ભગંદર, સોજો, કુષ્ટરોગ અર્શ, ઉદરરોગ, મંદાગ્નિ, ક્રમીરોગ, ત્રિદોષ, નબળાઇ વગેરે મટે છે.

---

## ૧૪૫ શિરશૂલહર ચુર્ણ.

| | | |
|---|---|---|
| બનાવટ--ફેનાસીટીન | ગ્રેન | ૫ |
| કેફીનસાઇટ્રસ | ગ્રેન | ૫ |
| સાકરનો ભુકો | ગ્રેન | ૧૦ |

રીત--ઉપરની દવાને બારીક વાટી તેના બે ભાગ કરવા. અને તેમાંથી એક ભાગ દવા ચહા સાથે લઇ બીજો ભાગ દવાનો ત્રણ કલાક પછી તેવીજ રીતે લેવો.

ઉપયોગ—માથાનો સખ્ત દુખાવો, ચસકા અને શુળ મગજનાં એ દરદોને તરતજ આદવાથી આરામ થાય છે.

**સુચના**—આ દવા હમેશાં વાપરવી નહિ. કવચિતજ જરૂર પડએ વાપરી શકાય કેમકે દરરોજ વાપરવાથી હાની થાય છે, તેમ અતિ નબળાં માણસે પણ લેવી નહિં.

## ૧૪૬ સુખવિરેચન.

**બનાવટ**—શુંઠ ૧ ભાગ, વરેઆરી ૧ ભાગ. મીંઢીઆવળ ૨ ભાગ. સાકર ૪ ભાગ, દરેકનું ચુર્ણ લઇ સાથે મેળવી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૦। થી ૦॥ તોલા ભાર.

**અનુપાન**—સ્હેજ ગરમ પાણી સાથે.

**ઉપયોગ**—કબજીઆત મટાડે, દસ્તસાફ લાવી હરસ, આફરો, ચુંક, વાયુ અજીર્ણ મળ બંધ વગેરે મટાડે છે. રાત્રે આ દવા ગરમ પાણી સાથે લેવાથી સવારે એક બે પેટ સાફ આવી જાય છે.

## ૧૪૭ અવિપતિકર ચુર્ણ.

**બનાવટ**—ત્રીફલા, ત્રિકટુ, મોથ, વાવડીંગ, એલચી. તમાલપત્ર, એ દશ દવા અકેક તોલો, લવંગ દશ તોલા, શાકર તોલા ૬૦ નસોતર તો. ૪૦ એનું ચુર્ણ કરી બાટલીમાં ભરી લેવું.

**પ્રમાણ**—૦। થી ૦॥ તોલો. જમ્યા પહેલાં સવાર સાંજ,

**અનુપાન**—નાળીએરનું પાણી અથવા ઠંડુ પાણી.

**ઉપયોગ**—અમ્લપિત, શુળ, હરસ, પ્રમેહ, પથરી મુત્રાઘાત વગેરે મટે છે.

**પથ્ય**—દુધ, ભાત ખાવાથી જલદી ફાયદો થાય.

# ૧૪૮ ગંગાધર ચુર્ણ.

**બનાવટ**—નાગરમોથ, ઈંદ્રયવ, બીલી, લોદર, મોચરસ, ધાવડી, નાંપુલ, શુંઠ, કડાછાલ, કાળીપાટ, વાળો. અતિવિષ, આંબાની, ગોટલી, શુધ્ધ હીંગળો એ દરેક ચીજ સમ ભાગે લઈ ચુર્ણ કરી લેવું અને કપડે ચાળી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૧૨ થી ૨૪ રતીભાર દિવસમાં ત્રણ વખત.

**અનુપાન**—મધ સાથે અથવા ચોખાના ધોણ સાથે.

**ઉપયોગ**—અતિસાર, પ્રવાહીકા, સંગ્રહણી, મરડો મટે છે અને મળ બંધાઇને આવે છે.

---

# ૧૪૯ આયુષ્યવર્ધની ગુટીકા.

બનાવટ—શુંઠ તોલા ૧૨, | હરડેછાલ તોલા ૧૨,
પીપર તોલા ૮ | પીપરીમુળ તોલા ૮
મરી તોલા ૪ | ચવક તોલા ૪
તાલીસ પત્ર તોલા ૪ | નાગકેશર તોલા ૪
એલચી તો. ૨ | વાળો તોલા ૨
તજ તો. ૧ | તમાલ પત્ર તો, ૧

**રીત**—ઉપરની દવાઓનું બારીક ચુર્ણ કરી વાટી તેમાં ખપે તેટલો (આશરે તોલા ૩૦ સુધી) જુનો ગોળ મેળવી તેમાંથી ચણીબોર પ્રમાણે ગોળી બનાવી લેવી'

**પ્રમાણ**—૨થી ૪ ગોળી દિવસમાં ત્રણ વખત,

**ઉપયોગ**—હરસ, મંદાગ્નિ, પીનસરોગ વગેરેમાં વપરાય છે, છાશ અને દુધનું સેવન રાખવાથી સારી અસર બતાવે છે.

---

# ૧૫૦ સુરણવટી નં. ૧

**બનાવટ**--સુરણને સુકવી તેનું ચુર્ણ તોલા ૩૨, ચિત્રક છાલ તોલા ૧૬ શુંઠ તોલા ૪ કાળાં મરી તોલા ૨ એ સર્વનું ચુર્ણ લઇ તેના સમ ભાગે તેમાં જુનો ગોળ મેળવી ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**-- ૦॥ થી ૧ તોલો દિવસમાં બે વખત.

**ઉપયોગ**--છ પ્રકારનો હરસ રોગ મટાડવા તથા તેમાં થતી પીડા ઓછી કરવા આ દવા વપરાય છે.

---

# ૧૫૧ સુરણવટી નં. ૨

**બનાવટ**--સુરણનો સુકવી કરેલો ભુકો તોલા ૧૬, વરધારો તોલા ૧૬, સફેદ મુશલી તો. ૮, ચિત્રકછાલ તો. ૮, હરડાં, બહેડાં, આમડાં, વાવડીંગ, શુંઠ, પીપર, ભીલામ, પીપળીમુળ, તાલીસપત્ર, એ દરેક ચાર ચાર તોલા તજ, એલચી, મરી એ બે બે તોલા એ દરેકનું ચુર્ણ તથા તેના સમ ભાગે જુનો ગોળ નાખી ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**--૦ થી ૦॥ તોલો, દિવસમાં બે વખત.

**ઉપયોગ**--મંદાગ્નિ, અર્શ, સંગ્રહણી, શ્વાસ, ખાંસી. ક્ષય, બરલ, હાથીપગું, સોજા, હેડકી, પ્રમેહ, ભગંદર, નબળાઇ વગેરે મટે છે. ખાસ કરી હરસનાં દરદીઓ માટે આ દવા ઉતમ ગણાય છે.

---

# ૧૫૨ કાંચનાર ગુગળ.

**બનાવટ**--કાંચનાર વૃક્ષની છાલનો ભુકો તો. ૮૦ ત્રીફળાનો જાડો ભુકો તો. ૪૦ લઇ તેમાં પાણી તો. ૧૦૦૦ નાંખી ચતુર્થાંસ ક્વાથ કરી કપડે ગાળી લઇ તેને ફરી ગરમ કરવું. તે ક્વાથ ઘટ્ટ થાય ત્યારે તેમાં ત્રીફલાંનું ચુર્ણ તો. ૨૦ ત્રીકટુચુર્ણ તો ૧૦ વરણાની છાલ તોલા ૪ એલચી, તજ, તમાલ પત્ર એ દરેક તોલો એક એક

નાંખી દેવું તથા શુધ્ધ ગુગળ તોલા ૫૦ નાંખી જાડો પાક થાય ત્યારે ઊતારી લઇ પછી જરા ઘી વાળો હાથ કરી ચણી બોર પ્રમાણે ગોળી બનાવી બરાબર સુકવી બાટલીમાં ભરી રાખવું.

**પ્રમાણ**--૦। થી ૦॥ તોલો, સવાર સાંજ બે વખત.

**અનુપાન**--પાણી અથવા કાંચનારનો કવાથ અથવા મહામંજીષ્ઠાદી કવાથ સાથે લેવો.

**ઉપયોગ**—કંઠમાળ, અપચી, અર્બુદ, ગ્રન્થી, વ્રણરોગ, ગુલ્મ, કુષ્ટરોગ, ભગંદર, રકતવિકાર વગેરે દરદોમાં આ દવા લાંબો વખત દેવાથી બહુજ સારૂં પરિણામ આવે છે,

---

## ૧.૫૩ કિશોર ગુગળ.

**બનાવટ**-- હરડે. બહેડાં, આમડા અને ગળો એ દરેક ચીજ ૬૪ ચોસઠ તોલા જુદી જુદી લઇ ખાંડી તેના જાડા ભુકાને પાણી તોલા ૧૩૫૬ માં ઉકાળવું અરધું પાણી રહે ત્યારે ઉતારી કપડે ગાળીને કવાથને ફરી ચુલે ચડાવી તેમાં સુધ્ધ ગુગળ તોલા ૬૪ નાખ્યા ઘટ પાક કરવો. પછી તેમાં હરડાં બહેડા આમડા એ દરેકનું ચુર્ણ તોલા બે બે, ગળોનું ચુર્ણ તોલા ૪, શુંઠ, મરી, પીપર અને વાવડીંગ એ દરેક તોલા બે બે, દંતીમુળ તોલો ૧ નસોતર તોલો૧ એ સર્વનું ચુર્ણનાંખી તેને ઘુંટી ઘી વાળા હાથથી તેની ગોળીઓ ચણી બોર પ્રમાણે કરી લઇ સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—તો. ૦। થી ૦॥ સુધી સવાર સાંજ બે વખત.

**ઉપયોગ**—વાતરકત, ખરજવું, કુષ્ટ, વ્રણ, પ્રમેહ, ઉદરરોગ, અગ્નિમાંદ્ય, ખાંસી, સોજા, પાંડુરોગ, રકતવિકાર વગેરે મટે છે, અને શરીર શુધ્ધ થાય છે.

**અનુપાન**—પાણી અથવા દુધ સાથે દવા લઇ ઉપર બનેતો મહામંજીષ્ઠાદિ કવાથ પીવો તો સારો ફાયદો આપે છે.

# ૧૫૪ પથ્યાદિ ગુગળ.

**બનાવટ**—હરડે, બહેડા અને આમડાની છાલ તોલા ૧૨૦ લઇ તેને એક વાસણમાં અધકચરી કરી પાણી તો. ૧૦૦૦માં નાંખી રાત્રે પલાળી સવારે ઉકાળો કરવો. જ્યારે અર્ધું પાણી બાકી રહે ત્યારે ઉતારી તે કવાથને ફરી ચુલે ચડાવી તેમાં શુધ્ધ ગુગળ તોલા ૬૪ નાંખવું અને જાડો પાક થતાં સુધી ઉકાળો કરવો. પછી જ્યારે ઘટ્ટ થાય ત્યારે તેમાં વાવડીંગ, દંતીમૂળ, હરડે, બહેડાં, આમડા, ગળો, પીપર, શુંઠ, મરી, નસોતર એ દરેકનું બબે તોલા ચુર્ણ કરી મેળવી દેવું. અને સુકાય ત્યારે જરા ઘી વાળા હાથથી તેમાંથી ચણીબોર પ્રમાણે ગોળી બનાવી બરાબર સુકાવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૦। થી ૦॥ તોલો સવાર સાંજ બે વખત.

**અનુપાન**—મહારાસ્નાદી કવાથના પ્રવાહી ઉકાળા સાથે અથવા પાણી કે દુધ સાથે લેવી.

**ઉપયોગ**—ગ્રધ્રસીવાયુ, ખંજતા (લંગડાપણું) બરોલ, પાંડુ રોગ વગેરેમાં સારો ગણાય છે.

---

# ૧૫૫ અભયાવટી.

**બનાવટ**—હરડેની છાલનું ચૂર્ણ તો. ૧ શુધ્ધ ટંકણ તો. ૧ મરી તો, ૧ પીપર તો. ૧ શુધ્ધ નેપાળો તો. ૪ સર્વને વાટી થોરના દુધમાં એક ભાવના આપી અડદના દાણા પ્રમાણે ગોળી બનાવી સુકવી રાખવી.

**પ્રમાણ**—૧ થી ૨ ગોળી જરૂર જણાય ત્યારે.

**અનુપાન**—થોડું હરડે ચુર્ણ લઇ તેની સાથે ગોળી મુકી ગરમ પાણી સાથે લેવું

**ઉપયોગ**—ઉદરરોગ, જીર્ણજ્વર, બરલ, રક્તપિત, અજીર્ણ, પેટનું દરદ મટાડી દસ્ત જુલાબ સાફ લાવે છે.

**સુચના**—આ સખ્ત જુલાબ છે માટે વિચારીને ઉપયોગ કરવો અને જ્યારે બંધ કરવાની જરૂર જણાય ત્યારે ઠંડું પાણી પીવાથી બંધ થઇ જશે. પછી પથ્ય ખોરાક ખાવો.

## ૧૫૬ અર્કવટી.

| | |
|---|---|
| **બનાવટ**—શુધ્ધ અફીણ તો. ૧ | લવગ તો. ૨ાા |
| આકડાનારવાધડા તો. ૨ાા | સિંધવ તો. ૧ા |
| ટંકણખાર તો. ૧ા | તજ તો. ૦ાા |
| જેઠીમધ તો. ૧ | અજમો તો. ૧ા |

**રીત**—ઉપરની દવાઓને ખાંડી બારીક કરી ખરલમાં અફીણના કસુંબા સાથે ઘુંટી રતીભારની ગોળી બનાવી સુકવી રાખવી.

**પ્રમાણ**—એકેક ગોળી ચુસવી. આખા દીવસમાં ૧૦થી વધુ ગોળી ન લેવી.

**ઉપયોગ**—ખાંસી માટે સારો ઉપાય છે. નવી જુની ગમે તેવી ખાંસીને મટાડે છે ને કફ છુંટો કરી આરામ આપે છે.

## ૧૫૭ ખદીરાદી વટી.

**બનાવટ**—શુદ્ધ સારો કાથો તોલા ૪૦૦ લઇ તેને પાણી તો૦ ૮૦૦માં નાંખી કવાથ કરી લેવો તેમાં નીચેની વસ્તુઓનું બારીક ચુર્ણ નાંખી ઘુંટી સુકવી ગોળી બનાવી રાખવી. ચીજોનાં નામઃ—

ચંદન, પદમક, વાળો, મજીઠ, ધાવડીનાં ફુલ, મોથ, કમળકાકડી, જેઠીમધ, તજ, તમાલપત્ર, નાગકેશર, લાખ, રસવંતી, જટામાસી, લોદર, હરડા, બહેડા, આમળા, હળદર, દારૂહળદર, ઘઉંલા, એલચી, મજીઠ, કાયફળ, વજ, જવાસો, અગર, પતંગ, ગેરૂ અને સુરમો એ દરેક એક એક તોલો, તથા જાયફળ, જાવંત્રી, લવંગ, કંકોળ એ ચાર ચાર તોલા લેવા જોઇએ.

**ઉપયોગ**—મોંમાં રાખી દવા ચુસવી જોઈએ તેથી ગળાનાં, હોઠનાં મોઢાનાં તમામ દરદો મટી મુખપાક વગેરેમાં આરામ થાય છે. તથા દંતરોગ મટી દાંત મજબુત બને છે. મોં અને દાંતના દરદોમાં ઉતમ હોવાની સાથે ખાંસી સ્વરભંગમાં ઠીક છે.

# ૧૫૮ અમરસુંદરી ગુટીકા.

**બનાવટ**—શુંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, પીપરી મુલ, રેણુંકબીજ, ચિત્રક, લોહભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, નાગ. કેશર, શુધ્ધ પારદ, શુધ્ધ ગંધક, શુધ્ધ વછનાગ, વાવડીંગ, અકલકરો, મોથ, આ દરેક ચીજ સરખે વજને લઇ ચુર્ણ કરી ખરલમાં ઘુંટી લેવું.

**રીત**—પ્રથમ પારદ વગેરે રસ દ્રવ્યની ખરલમાં કજ્જલી બનાવી તેમાં બીજી દવાઓનું ચુર્ણ મેળવી, આ દવાનું જે વજન થાય તેથી બમણા વજને ગોળ લઇ તેમાં બધી દવાઓ ઘુંટી લઇ ગોળી વાળવા જેવું થતાં ચણા જેવડી ગોળી બનાવી છાંયે સુકવી રાખવી.

**પ્રમાણ**—૧ થી ૩ ગોળી.

**અનુપાન**—પાણી.

**સમય**—દર ત્રણ ત્રણ કલાકે.

**ઉપયોગ**—અપસ્માર, સન્નિપાત, દમ, ખાંસી, હરસ, સર્વ જાતના વાયુના દરદો, ઉન્માદ વગેરે મટાડી જ્ઞાન તંતુઓને પોતાના સરળ કાર્યમાં મદદ કરે છે.

# ૧૫૯ શંશમની નં. ૧

**બનાવટ**—લીંબડાના ઝાડ ઉપર ચડેલી લીલોગળો લાવી તેના અકેક ઇંચના ટુકડા કરી તેને પાણીથી ધોઇ લાકડાની ખાંડણીમાં

નાંખી ઘુંટી તેનાથી ચાર ગણા પાણીમાં ત્રણ કલાક પલાળી મુકવા પછી તેને હાથ વડે ખુબ ચોળી મસળી કુચા જેવો ભાગ હોયતે કાઢી બ્હાર નાંખી દેવો અને જે પાણી રહે તેને કપડે ગાળી લઇ ચુલે ચડાવી દેવો અને તે ધીમે ધીમે તાપે ઉકાળી ઘટ અવલેહ ઘન—જેવો બનાવી નીચે ઉતારી સુકવી દેવો જયારે તે ખરલમાં ઘુંટવા લાયક થાય ત્યારે તેમાં તે ઘનનું વજન તોલા ૧૦ હોયતો તેમાં **લોહભસ્મ** તો. ૧ નાંખી ઘુંટી લેવું અને જરા ઘી વાળો હાથ કરી તેની મરી જેવડી ગોળી બનાવી છાંયે સુકવી પછી બાટલી ભરી રાખવી,

**પ્રમાણ**—એક ગ્રેનની ગોળી દરેક વખતે ૪ થી ૮ સુધી લેવી

**સમય**—સવાંર સાંજ બે વખત.

**અનુપાન**—પાણી અથવા દુધ.

**ઉપયોગ**—નબળાઇ, પીકાશ, જીર્ણજ્વર, પાંડુ, દાહ, અગ્નિની મંદતા, ક્ષય, હૃદયરોગ, ધાતુની નબળાઇ, વગેરેમાં બહુ ઉપયોગી છે. કંઈ પૌષ્ટક તરીકે અને શોધક તરીકે ઠીક છે. નબળા દરદીઓ માટે સારી ગણાય છે.

---

# ૧૬૦ શંશમની નં. ૨

**બનાવટ**—શંશમની નં. ૧ ની ઉપર જે બનાવટ આપવામાં આવીછે તે મુજબ કાળારંગનો ગળોનોઘન તૈયાર થાય તેમાં લોહ ભસ્મ નહિં નાંખતાં તેમાં સુવર્ણ માક્ષિક ભસ્મ ઉપરનાં વજન પ્રમાણે નાંખી ઉપર મુજબ ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**—એકેક ગ્રેનની ગોળી દરેક વખતે ૪ થી ૮

**સમય**—સવાર સાંજ બે વખત.

**અનુપાન**—દુધ કે પાણી.

**ઉપયોગ**—નબળાઇ, સફેદ પ્રદર, પાંડુરોગ, પીકાશ, જીર્ણજ્વર, ક્ષય, હૃદયરોગ વગેરેમાં ઠીક છે:

# ૧૬૧ શંશમની નં. ૩

**બનાવટ**—ઉપરની રીત પ્રમાણે બનાવી શકાય છે. માત્ર ફરક એટલો છે કે શંશમની નં. ૧ માં લોહ ભસ્મ અને નં. ૨ જામાં માક્ષિક ભસ્મ પડે છે. જ્યારે નં. ૩ જામાં કોઇપણ જાતની ભસ્મ નાંખ્યા શિવાય ઘન તૈયાર કરી તેમાંથી ઉપર મુજબ ગોળી બનાવી લેવાય છે. અને તે નં. ત્રીજાની શંશમની ગણાય છે.

**ઉપયોગ**—જ્વર, સુવાવડીનો તાવ, બાળકોનો તાવ, મંદાગ્નિ, પ્રદર, નબળાઇ તથા શરદી, ઝાડા, ઉધરસ, પેટચડવું વગેરે બાળરોગ માં ખાસ વપરાય છે.

પ્રમાણ—૪ થી ૧૬ ગોળી. દર ચાર કલાકે.

અનુપાન—પાણી.

---

# ૧૬૨ પ્રવાહીકા નાશકવટી.

**બનાવટ**—અફીણ ૪ ભાગ. હિંગળો શુદ્ધ ૨ ભાગ.
ટંકણખાર ફુલાવેલ ૧ ભાગ.

**રીત**—એક નાની ખરલમાં ત્રણેને વાટીને પાણીની સાથે મરી જેવડી ગોળી બનાવી લેવી આસરે ગોળી એકેક ગ્રેનની બનાવવી જોઇએ.

**પ્રમાણ**—૧ થી ૨ ગોળી.

**સમય**—સવાર સાંજ બે વખત.

**અનુપાન**—મધસાથે ચાટવી અથવા પાણી સાથે લેવી.

**ઉપયોગ**—મરડો, આમાતિસાર, પ્રવાહીકા, સંગ્રહણી, ઝાડો, ખાસ કરી જુના મરડામાં વખણાય છે.

**સૂચના**—આ દવા નાનાં બાળક માટે વાપરવી હોય તો બહુજ સંભાળથી ઓછી માત્રામાં વિચાર કરીને આપવી, કેમકે તેમાં અફીણ ખાસ આવે છે. અને યોગ્ય પથ્ય રાખી દવા લેવી.

પથ્ય—મરડાના રોગી માટે છાશ ભાત અને દાડમને રસ અથવા બીલીને મુરબ્બો આપવાથી આ દવા જલદી ફાયદો આપે છે.

## ૧૬૩ દાડીમી વટી.

બનાવટ—કડાછાલ તો. ૦ાા ખુરાસાની અજમો તો. ૦ાા
કેસર તો. ૦ાા ઉપલેટ તો. ૦ાા
ગાંજો તો. ૦ાા ગુગળ તો. ૦ાા
બીલીને ગરભ તો. ૦ાા લોદર તો. ૦ાા
ધાવડીના ફુલ તો. ૦ાા આંબાની ગોટલી તો. ૦ાા
અફીણ તો. ૦ાા કાચા દાડીમ નંગ બે,

રીત—ઉપરની તમામ દવાઓનું ચુર્ણ તૈયાર કરી રાખવું. અને માત્ર બે દાડીમ જુદાં લઇ તેમાં ડગળી આપી વચ્ચે ખાડો કરી તેમાં ઉપરનું ચુર્ણ તથા તેનાં બીયાંને ભરી ડગળી બંધ કરી તેના ઉપર લીલું કપડું વીંટી પછી તેના પર માટી લગાડી થોડાક છાણાની અગ્નિમાં પકાવવું જ્યારે ઉપરની માટી બરાબર લાલ થાય ત્યારે કાઢી લઇ ઠંડુ થવા દેવું. પછી તે બે દાડમની ઉપરથી કપડું માટી ફેંકી દઇ આખા બે દાડીમને ખરલમાં વાટી મધ નાંખી વટાણા જેવડી ગોળી બનાવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨ ગોળી. દિવસમાં બેથી ત્રણ વખત લેવી.

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—ઝાડો, મરડો, રકતાતિસાર, પ્રવાહીકા વગેરે ગમે તેવા જોરદાર હોય તો પણ મટે છે

## ૧૬૪ આમરાક્ષસીગુટીકા.

બનાવટ—શુદ્ધ હિંગળો તો. ૧ જાયફળ તો. ૧
અફીણ તો. ૧ લવંગ તો. ૧
કપુર તો. ૧

રીત—સમ ભાગે ચીજો લઇ બારીક વાટી પાણી સાથે ખરલમાં ઘુંટી રતીભારની ગોળી બનાવી લેવી.

પ્રમાણ—૧ થી ૨ ગોળી પાણી સાથે.

ઉપયોગ—અતિસાર, મરડો, સંગ્રહણી, કોલેરા, અજીર્ણ વગેરેમાં પાચન શકિત સુધારી તરત ઝાડા બંધ કરેછે મરડા અને કોલેરામાં ખાસ ઉપયોગી છે રકતાતિસાર પણ બંધ કરે છે.

---

## ૧૬૫ પથ્યાદિ વટી

બનાવટ—હરડે સારી લાવી તેનું ચુર્ણ તોલા ૫ લઇ તેમાં સુંઠનું ચુર્ણ તોલા ૨ાા નાંખી મેળવી તેમાં ખપે તેટલો ગોળ નાંખી ઘુંટી ગોળી ચણીબોર પ્રમાણે કરી રાખવી.

પ્રમાણ—૩થી ૬ ગોળી એક વખતે લેવી,

અનુપાન—પાણી અથવા રોગ મુજબ.

સમય—રાત્રે અથવા જરૂર જણાય ત્યારે.

ઉપયોગ—તમામ રોગમાં વપરાય તેવી ઉતમ દવા છે. આ દવાથી દસ્ત સાફ આવી વાયુ શાંત થાયુ છે. અને આજકાલ સર્વ રોગનું મુળ તપાસીશું તો તેમાં પ્રથમ વાયુ અને કબજીઅતજ મુખ્ય જણાય છે. આ સાદી દવાથી મહાત્મા લોકો ભયંકર વ્યાધિઓ મટાડી ચમત્કાર બતાવી ગયા છે તેજ આ શાસ્ત્રીય પ્રયોગ છે. દરેકને બનાવી વાપરવા ભલામણ છે.

---

## ૧૬૬ રાજેન્દ્ર વટી.

બનાવટ—કસ્તુરી તો૦ ૨ ભીમસેની કપુર તો૦ ૪
અફીણ તો૦ ૪ કેશર તો૦૮
જાયફળ તો૦ ૮ જાવંત્રી તો૦ ૮

તજ તો૦ ૮ લવંગ તો૦ ૮
એલચી તો૦ ૮ અકલકરો તો૦ ૮

**રીત**—દરેકનું બારીક ચૂર્ણ લઇ નાગરવેલના પાનના રસમાં ઘુંટી મગના દાણા પ્રમાણે ગોળી વાળી સુકવી બાટલી ભરી રાખવી,

**પ્રમાણ**—૧ થી ૪ ગોળી. દુધ સાથે.

**ઉપયોગ**—શરદી, ખાંસી, શળેખમ, શ્વાસ, નબળાઇ, ઝાડા, અજીર્ણ, વાયુ, ધાતુશ્રાવ, વીર્યનું, પાતળાપણું, સ્વપ્નશ્રાવ, બાળકોની નબળાઇ, ઝાડા, ખાંસી, સરદી, આંચકી વગેરે તમામ દરદોમાં તરતજ ફાયદો આપે છે. અને સ્ટીમ્યુલંટ (ઉતેજક) દવા તરીકે કોઇપણ દરદમાં સારો ફાયદો બતાવે છે.

**સુચના**—આખા દિવસમાં ૧૨ થી વધારે ગોળી ન લેવી. અને બચ્ચાંને એક ગોળીથી વધારે એક વખતમાં ન આપવી. આખા દીવસમાં બાળકને ત્રણ ગોળી આપી શકાય છે.

---

## ૧૬૭ જાતીફલાદી વટી.

**બનાવટ**—જાયફળ, અફીણ, ખારેકનો ભૂકો દરેક એકેક તોલો લઇ વાટી પાણી સાથે ઘુંટી રતીભારની ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**—એકથી બે ગોળી.

**અનુપાન**—પાણી કે છાશ સાથે,

**સમય**—દર ચાર ચાર કલાકે દિવસમાં ત્રણ વખત.

**ઉપયોગ**—અતિસાર, સંગ્રહણી, આમાતિસાર કે પ્રવાહીકા મટે.

**સૂચના**—આ દવામાં અફીણ મુખ્યભાગે સમ ભાગે આવે છે માટે ધ્યાન રાખીને વાપરવી અને બાળકને આ દવા બનતાં સુધી આપવીજ નહિં.

---

# ૧૬૮ ભીમસેની ગુટીકા.

**બનાવટ**—હરડેની છાલ, હીમેજ હરડે, કડુ ઈંદ્રવારૂણીની જડ, કુવાડીયાનાં બીજ રેવચીંનીનો શીરો શુંઠ મરી પીપર હરડે છાલ બહેડા છાલ, આમડાનીછાલ એ સર્વ સમ ભાગે તથા તેનાથી બમણું એળીઆનું ચૂર્ણ લેવું

**રીત**—ઉપરની દવાને ખરલમાં નાંખી કુંવારના રસમાં બે દહાડા ઘુંટી વટાણા જેવડી ગોળી બનાવી લેવી.

**પ્રમાણ**—એકથી બે ગોળી.

**અનુપાન**—પાણી સાથે રાત્રે સુતી વખતે લેવાય.

**ઉપયોગ**—જુલાબની ગોળી તરીકે લેવાથી પેટને સાફ કરી કબજીઆત, મટાડે, ઉદરરોગ, કમળો, કૃમીરોગ, જીર્ણજ્વર, અર્શ વગેરેમાં પેટ સાફ કરી ફાયદો આપે છે.

---

# ૧૬૯ અમૃતપ્રભા વટી

**બનાવટ**—અકલકરો સિંધાલુણ, ચિત્રક, મરી, આમડા. પીપર અજમો, હરડે છાલ, એ દરેક એકેક તોલો તથા શુંઠ તોલા બે આ પ્રમાણે ચીજોનું ચુર્ણ લેવું,

**રીત**—ઉપરના ચુર્ણને બીજોરા લીંબુના રસમાં એક દીવસ ઘુંટી ચણા પ્રમાણે ગોલી કરી સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—બે ગોળી.

**સમય**—સવાર, બપોર, સાંજ

**અનુપાન**—પાણી સાથે આપવી.

**ઉપયોગ**—મંદાગ્નિ, અરૂચી, ખાંસી, દમ, શળેખમ, ગળાનું દરદ, શરદી, વાયુનો તાવ, પેટની ચુંક વગેરે મટી ભૂખ લાગે અને ખાધેલું પચાવે છે.

## ૧૭૦ જવરઘ્‍ની વટી.

**બનાવટ**—પીપર તોલા ૨  જીરૂં તોલા રાા
કાંકચનીમંજ તો. ૪  બાવળનાં પાન તો, ૧ાા

**રીત**—દરેક દવાને બારીક વાટી ખરલમાં નાંખી તેને પાણી સાથે ઘુંટી વટાણા પ્રમાણે ગોળી બનાવી સુકવી રાખવી,

**પ્રમાણ**—૨ થી ૪ ગોળી,

**સમય**—દર ત્રણ ત્રણ કલાકે,

**અનુપાન**—ગરમ પાણી સાથે લેવાય,

**ઉપયોગ**—દરેક પ્રકારનાં તાવ માટે વપરાય તેથી તાવ ઉતરે છે, અને ટાઢીઓ તાવ અટકે છે.

---

## ૧૭૧ કેશરાદી વટી.

**બનાવટ**—કેશર, જાયફળ, એલચી, શુંઠ, લવંગ, અફીણ, હીંગળો શુધ્ધ સમભાગે લેવા.

**રીત**—અફીણના ડોડવાનો કવાથ કરી ઉપરની દવાનું ચુર્ણ ખરલમાં નાંખી તે કવાથમાં ઘુંટી એકેક રતીભારની ગોળી બનાવી લેવી.

**પ્રમાણ**—એક થી બે ગોળી.

**અનુપાન**—ચોખાના ધોણ સાથે.

**સમય**—સવાર બપોર અને સાંજ.

**ઉપયોગ**—અતિસાર, મરડો, પેટની ચુંક, જમ્યાપછી પેટમાં ગડગડાટ થઇ ઝાડો લાગવો વગેરે માટે ઠીક છે. ઝાડા બંધ કરી દુખાવો મટાડે છે.

---

## ૧૭૨ યષ્ટીમધુવટી.નં. ૧

**બનાવટ**—એલચી તો૦ ૪  લવંગ તો૦ ૪
બહેડાની છાલ તો૦ ૪  વર્યાળી તો૦ ૪
ચોખો કાથો તો૦ ૪  કાળાં મરી તો૦ ૪

જેઠીમધ તો૦ ૪ જેઠીમધનો શીરો તો૦ ૧૬

પીપરમેન્ટનાં ફુલ તો૦ ૧

**રીત**—પ્રથમની આઠ દવાનું બારીક ચુર્ણ લઇ તેમાં નવમી દવા મેળવી ઘુંટી પાણી સાથે ખરલમાં વાટી વટાણા જેવડી ગોળી બનાવી લેવી. અને તે સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—આખા દીવસમાં બાર ગોળી સુધી વીલે.

**સમય**—મોંમાં ગોળી રાખી ચુસ્યા કરવી જ્યારે જ્યારે ખાંસી આવે ત્યારે ખાસ લેવી જોઇએ.

**ઉપયોગ**—ખાંસી, સ્વરભંગ, રાજેખમ, ગળાનો વરમ, શોષ, વગેરે મટાળી કફ છુટો કરી ગળાને સુંવાળું બનાવે છે.

---

# ૧૭૩ દુગ્ધ વટી.

**બનાવટ**—વછનાગ તો. ૦।ઽ અફીણ તો. ૦।ઽ

લોહભસ્મ તો. ૦)ઽ॥ અભ્રકભસ્મ તો. ૧॥।ઽ

**રીત**—ઉપરની દવાઓને ખરલમાં ઘુંટી દુધમાં વાટી તેની રતીભારની અથવા એકેક ગ્રેનની ગોળી વાળી સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨થી ૪ ગોળી (૧થી ૨ રતીભાર)

**સમય**—સવાર સાંજ બે વખત.

**અનુપાન**—દુધ સાથે.

**ઉપયોગ**—સોજા, સંગ્રહણી, મંદાગ્નિ, વિષમજ્વર, પાંડુરોગ, ઝાડા વગેરે મટે છે.

**પથ્ય**—આ ગોળીખાનારે જ્યાં સુધી દવા ચાલુ હોય ત્યાં લગી માત્ર દુધ ઉપરજ રહેવું. પાણી અથવા બીજા કોઇ પણ પદાર્થનો ઉપયોગ ન કરવો જોઇએ, તોજ સારો ફાયદો થાયછે.

---

# ૧૭૪ સપ્તાંગ ગુગળ.

**બનાવટ**—શુંઠ, મરી, પીપર, હરડાં, બહેડા, આમડા એ સર્વ દવા સમભાગે લઇ તેમાં શુદ્ધ ગુગળ સમભાગે એટલે એ છ દવાને સરખે વજને મેળવી પાક જેવું કરી ગોળી ચણાપુરની બનાવી રાખવી.

**પ્રમાણ**—૩ થા ૬ ગોળી સવાર સાંજ બે વખત.

**અનુપાન**—મંજીષ્ઠાદિ કવાથ સાથે અથવા પાણી સાથે.

**ઉપયોગ**—નાડીવ્રણ, ભગંદર, શુળ, વ્રણ, રક્તદોષ, વગેરે માટે છે. અને શરીરને સુધારે છે.

---

# ૧૭૫ કોલેરાની ગોળી.

**બનાવટ**—શેકેલા ધાણા તોલા ૪ જાવીંત્રી તો. ૩ જીરૂં તો, ૩ અતિવિષ, ઇંદ્રયવ, અજમો, કાંકચનીચીંજ, લવંગ એ દરેક બે બે તોલા, વજ, હિંગ, કપુર, લસણ, સિંધાલુણ, જાયફલ, અઘેડાનું મુળ એ દરેક અકેક તોલો, બીડલવણ, શુંઠ, કાળાં મરી, બીલીનો ગરભ, પીપર, પીપરીમુળ, રાળ, એલચી, હરડે એ દરેક અર્ધ અર્ધ તોલો, તથા ખપે તેટલો લીંબુનો રસ,

**રીત**—પ્રથમ સર્વ દવાઓને ખાંડી કપડે ચાળી ખરલમાં નાંખી લીંબુના રસમાં ઘુંટી વટાણા જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૧થી ૨ ગોળી.

**સમય**—દર ૦। કલાકે.

**અનુપાન**—ડુંગળીનોરસ અથવા સ્વચ્છ પાણી.

**ઉપયોગ**—કોલેરા માટે આ દવા અકસીર જણાઇ છે. એ શિવાય પેટના દરદોમાં પણ સારી જણાય છે,

## ૧૭૬ કર્પૂરસુંદરી ગુટીકા.

**બનાવટ**—કપુર, જાયફળ, જાવંત્રી, ધતુરાના બીજ. સમુદ્રશોષના બીજ, અક્કલકરો, શુંઠ, મરી' પીપર, ચોપચીની, શેકેલ કાંકચનાં બીજ એ દરેક એક એક તોલો શેકેલી ભાંગ તો. ૧૧ અફીણ તો. ૧૧ વછનાગ તો. પા.

**રીત**—દરેક વસ્તુને ખાંડી તેમાં અફીણનો કસુંબો નાંખી તેને ભાંગરાના રસની ભાવના આપી મરી જેવડી ગોળી બનાવી છાંયે સુકવી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૪ ગોળી.

**અનુપાન**—પાણી સાથે અથવા કડાછાલના ભુકા સાથે.

**સમય**—દિવસમાં બે થી ત્રણ વખતે લેવી.

**ઉપયોગ**—ઝાડો, મરડો, સંગ્રહણી. અર્શ, મંદાગ્નિ, ભયંકર આમાતિસાર વગેરે માટે ઉતમ છે તથા ચાલુ થોડો વખત વાપરવાથી અફીણનું બંધાણ છુટી જાય છે.

**સુચના**—આ દવામાં અફીણ મોટા પ્રમાણમાં છે માટે બાળકને સંભાળથી પ્રમાણનો વિચાર કરીને દવા આપવી, તથા ઝાડાના દરદ પ્રમાણે પથ્ય રાખવું.

---

## ૧૭૭ સૂર્યપ્રભા વટી.

**બનાવટ**—ભારંગી, ભીલામ શુધ્ધ, અરણી, અભ્રક ભસ્મ, કેળનોકંદ, કાળીપાટ, વજ, ગોરોચન, ચવક, તમાલ પત્ર, ચિત્રક, શુંઠ, મરી, પીપર, જવખાર, સાજીખાર, ગંધકશુધ્ધ, પારદ શુધ્ધ, ત્રાયમાણ, વિકળો, કાળો વછનાગ શુધ્ધ, લાલ વછનાગ શુધ્ધ, લવંગ, લીંડીપીપર, કુષ્ટ, તાડનાં ફુળ, હરડાં, બહેડાં, આમળા, બ્રાહ્મી, લતાકસ્તુરી, ગળો, બીલીનો ગરભ, પાંચે પ્રકારનાં લવણ, જુઇનાં ફુલ, ચમેલીનાં ફુલ, મોગરાનાં ફુલ, બોલસરીનાં ફુલ, માધવી

લતાનાં ફુલ, બપોરીઆનાં ફુલ, એ બધાને ખાંડી બારીક ચુર્ણ કરી લેવું. અને પારદ ગંધકની કજજલી બનાવી તેમાં દવા મેળવી તેને એરંડ તેલમાં ઘુંટી ચણીબોર જેવડી ગોળી કરી રાખવી.

**પ્રમાણ**—૨ ગોળી; દિવસમાં બે વખત, પાણી સાથે.

**ઉપયોગ**—તમામ પ્રકારના ઉદર રોગને મટાડી અગ્નિ દીપન કરે છે, જુનાં પેટના દરદોમાં બહુજ વખણાય છે.

---

# ૧૭૮ સુવર્ણ વસંતમાલતી.

**બનાવટ**—સોનાના વરખ અથવા ભસ્મ તો૦ ૧ મોતીની પીષ્ટી તો૦ ૨
રસ સિંદુર તો૦ ૩ સફેદ મરી તો૦ ૪
યસદ ભસ્મ તો૦ ૮ (અથવા ખાપરીયું શુધ્ધ તો૦ ૮)

**રીત**—દરેક ચીજને બરાબર વાટેલી લઇ સાથે મેળવા બરાબર ખરલ થઇ જાય ત્યારે તેમાં માખણ તો. બે નાખી બરાબર ઘુંટી પછી તેમાં લીંબુનો રસ નાંખતા જવું અને ઘુંટવું. આશરે વીશેક દીવસ સુધી એમ ચાલુ ઘુંટવાથી માખણની ચીકાસ મટી જઇ સ્વાદ પારખતાં ખટાશ થઇ જશે ત્યારે સમજવું કે હવે તૈયાર થઇ ગઇ છે પછી રતીભારની આશરે ગોળી બનાવી છાંયે સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**— એક રતીભારથી તે ત્રણ રતીભાર સુધી.

**સમય**—સવાર સાંજ બે વખત અથવા જરૂરત પ્રમાણે.

**અનુપાન**—પીપરનું ચુર્ણ વાલ ૧ તથા મધ અથવા માખણ સાથે ચાટી ઉપર દુધ પીવું.

**ઉપયોગ**— ક્ષયરોગ, મગજની, નબળાઇ, ધાતુક્ષીણતા, જીર્ણ જ્વર, ખાંસી, સંગ્રહણી, નબળાઇ, હૃદયરોગ, મસ્તક શુળ, ચક્કર આવવા તેમજ ચાલુ નબળાઇમાં ખાસ વખણાય છે. મગજ શકિત વધારે છે અને જુના રોગોમાં સારૂં કામ આપે છે.

**પથ્ય**—આ દવા ચાલુ હોય ત્યારે પચે તેવો પૌષ્ટિક ખોરાક લેવો અને દરદને અનુકુળ થાય તેવું પથ્ય પાળવું.

## ૧૭૯ મહાલક્ષ્મીવિલાસ રસ.

**બનાવટ**—લોહભસ્મ તો. ૧, શુધ્ધ ગંધક તો, ૨, રસસિંદુર તો, ૨, અભ્રક ભસ્મ તો. ૪, બંગ ભસ્મ તો, ૧, રૌપ્ય ભસ્મ તો, ૧, તામ્રભસ્મ તો, ૧, સુવર્ણ માક્ષિક ભસ્મ તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, વરધારાનાં બીજ તો. ૧, કનકબીજ શુધ્ધ તો, ૧, ધોળી મુશલી તો. ૨, ભીમસેની કપુર તો. ૧, શુંઠ, મરી, પીપર, લવંગ, એલચી, મોથ અને શુધ્ધ ભાંગ એ દરેક એકેક તોલો તથા સુવર્ણ ભસ્મ તો ૦॥

**રીત**—દરેક વસ્તુ જુદી જુદી બારીક વાટેલી લેવી અને તેને એક પછી એક ખરલમાં મેળવતા જવું, બરાબર ચીજો મળી જાય ત્યાર બાદ એક દીવસ ઘુંટી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૩ રતીભાર.

**સમય**—સવાર સાંજ બે વખત.

**અનુપાન**— મધ અથવા માખણ સાથે ચાટી ઉપર દુધ પીવું

**ઉપયોગ**— ક્ષયરોગ, ખાંસી, શરદી, શળેખમ, હૃદયરોગ, છાતીનું શુળ, પ્રદર, પ્રમેહ, મધુપ્રમેહ, દમ, અતિશયનબળાઇ, માથા નું દરદ વગેરે મટે છે તેમજ મગજ પુષ્ટ થઇ ધાતુ ક્ષીણુતા મટી અશક્તિ દુર થાય છે. વાજીકરણ ગુણ સાથે પૌષ્ટિક અને ઉતેજક છે.

## ૧૮૦ મન્મથવિલાસ રસ.

**બનાવટ**—રસસિંદુર તો. ૧, પારદ તો. ૨, ગંધક તો. ૨, અભ્રકભસ્મ તો. ૧॥- લોહભસ્મ તો. ૧૦, સફેદ મુશળી તો. ૪, ભીમસેની કપુર તો. ૧, ચોપચીની, જાયફળ, લવંગ, અજમોદ, મરી.

રાળ, એલચી બીજ એ દરેક એક એક તોલો. એખરો, જાવંત્રી. લીંડીપીપર, કનકબીજ. શુંઠ, અકલકરો એ દરેક દોઢ દોઢ તોલો, શેમળાની છાલ તો. પા, આસુંઠ તો. ૫. એરંડાચલાં તો. ૪, બળદાણા તો. ૯, આમળા તો. ૫, શતાવરી તો. પા,

**રીત**—પ્રથમની પાંચ વસ્તુઓ ખરલમાં જુદી મેળવી પછી તેમાં ભીમસેની કપુર નાંખી દેવું અને ત્યાર બાદ દરેક વસ્તુનું બારીક ચુર્ણ લેઇ તેમાં મેળવી દઇ ખરલમાં ઘુંટી નાગરવેલના પાનના રસમાં ચણોઠી પુરની ગોળી બનાવી છાંયે સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૪ ગોળી.

સમય—સવાર સાંજ બે વખત.

**અનુપાન**—દુધ અથવા પાણી અનુકુળ જણાય તે.

ઉપયોગ—આરોગ્ય સાચવવા તથા શકિત વર્ધક પૌષ્ટિક દવા તરીકે ચાલુ વાપરી શકાય છે. બીમારી પછીની નબળાઇ, નેત્રરોગ, વીર્યશ્રાવ, મગજની કે ધાતુની નબળાઇ મટાડી શકિત વધારે, તથા વીર્ય, બળ, કાંતિનો વધારો કરે હમેશાં વાપરવાથી સારો ફાયદો બતાવે. યુવાનો માટે ઉતમ દવા છે.

**સુચના**—નાનાં બાળકો કે સ્ત્રીઓ માટે પણ પાષ્ટિક તરીકે વપરાય છે.

---

## ૧૮૧. કૃમિકુઠાર રસ.

**બનાવટ**—કપુર તો૦ ૮ — ત્રાયમાણ તો૦ ૧

અજમો તો૦ ૧ — કડાછાલ તો૦ ૧

વાવડીંગ તો૦ ૧ — હીંગળો શુધ્ધ તો૦ ૧

કેશર તો૦ ૧ — વછનાગ શુધ્ધ તો૦ ૧

પીતપાપડો તો૦ ૧

**રીત**—દરેક દવાનું ચૂર્ણ લઇ ખરલમાં ઘુંટી તેને પ્રથમ બ્રાહ્મી પછી ભાંગરો પછી ઉંદરકાનીના રસની અથવા કવાથની એકેક

ભાવના આપી બબે રતીભારના વજનની ગોળી બનાવી સુકવી બાટલી માં રાખવી.

**પ્રમાણ**—વાલ ૧ થી વાલ ૨ સુધી.

**અનુપાન**—મધ અથવા વાવડીંગનો કવાથ,

**સમય**—જરૂર જણાય ત્યારે અથવા દરરોજ સવારનાં.

**ઉપયોગ**—પેટનાં ક્રમી, અજીર્ણ, ચુંક, મોળ, વાયુ, ઝાડા. ઉલટી, કોલેરા વગેરેમાં સારો ફાયદો બતાવે છે.

---

# ૧૮૨ નારાચ રસ.

**બનાવટ**—શુધ્ધ પારદ, ૧ તોલો, શુધ્ધ ગંધક તોલા ૨
ટંકણખાર ફુલાવેલ તો. ૧ કાળાં મરી તો. ૧
પીપર તો. ૨ શુંઠ તોલા ૨
શુધ્ધ નેપાળો તોલા ૯

**રીત**—ઉપરની દવાઓ બારીક લઇ પ્રથમ પારદ ગંધકની કજજળી કરી તેમાં બીજી દવાઓ મેળવી દઢ ઘુંટી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૧થી ૨ રતીભાર.

**અનુપાન**—સાકરના ભુકા સાથે અથવા મધ સાથે ચાટી ઉપર ઠંડું પાણી પીવું.

**ઉપયોગ**—શુળ, ઉદરરોગ, વાયુ, ગોળો ચૂંક, કબજીઆત વગેરે મટાડી જુલાબ લાવે છે. આ દવા ખાસ કરી જુલાબ લેવા માટેજ અપાય છે.

**સુચના**—નાનાં બાળકોને કે નબળા દરદીઓને આ દવા આપવી નહિં. જુલાબ બંધ કરવું હોયતો સાકર વાળું પાણી પીવું અને ઉપર ખીચડી તથા ઘી ખાવા આપવું.

---

# ૧૮૩ મહાયોગરાજ ગુગળ.

**બનાવટ**—શુંઠ, પીપર, ચવક, પીપરીમુળ, ચિત્રકછાલ, શુધ્ધ હીંગ, અજમોદ, સરસવ, જીરૂં, શાહજીરૂં. રેણુંકબીજ, ઇંદ્રયવ. કાળીપાટ, વાવડીંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગી, વજ, મોએડાશીંગ એ દરેક અકેક તોલો ત્રીફલા ચુર્ણ તો, ૪૦ શુધ્ધ ગુગળનો સીરો તોલા ૬૦, લોહભસ્મ, અભ્રક ભસ્મ, ચાંદીની ભસ્મ, મંડુર ભસ્મ, બંગભસ્મ, નાગ ભસ્મ રસસિંદુર એ દરેક દવા ચાર ચાર તોલા લઇ તેને જુદી વાટી લેવી,

**રીત**—પ્રથમ ઉપરની દવામાંથી ગુગળનો પાણીમાં અવલેહ જેવો શીરો બનાવી તેમાં ઉપરનાં વસાણાંનું જીણું ચુર્ણ નાંખી મેળવવું. અને પછી તેમાં ભસ્મો નાંખી ઘુંટી મેળવી તડકે સુકાવી જરા ઘી વાળો હાથ કરી તેની ચણીબોર પ્રમાણે ગોળી બનાવી બરાબર સુકવી બાટલી ભરી રાખવી. ગુગળ બનાવતાં ઘી વાળો હાથ હશે તો ચોંટવાની ધાસ્તી રહેશે નહિં. તેમ તપેલામાં દવાને બરાબર મેળવ્યા બાદ દવા કાઢી તેને ગરમ પાણીથી ધોઇ નાંખવાથી તે સાફ થઇ જાયછે.

**પ્રમાણ**—૨થી ૪ ગોળી સવાર સાંજ બે વખત, ઘી સાથે ચાટી ઊપર મહારાસ્નાદિ કવાથ પીવો,

**ઉપયોગ**—તમામ પ્રકારનાં વાત વ્યાધિ, મંદાગ્નિ, હરસ, ભગંદર, પ્રમેહ, પ્રદર, ઋતુદોષ, શ્વાસ, ખાંસી, વાયુ, કુષ્ટ, ક્ષય, વાતરક્ત, વિર્યદોષ, રજદોષ, ઉદાવર્ત, પાંડુ વગેરે તમામ દરદોનો નાશ કરવા આ દવા ઉતમ કામ કરે છે. વાયુની ખાસ દવા છે.

# ૧૮૪ વસંત કુસુમાકર રસ.

**બનાવટ**—સુવર્ણ ભસ્મ તો૦ ૨ અભ્રક ભસ્મ તો૦ ૨
લોહ ભસ્મ તો૦ ૩ રસસિંદુર તો૦ ૪।।

બંગ ભસ્મ તો૦ ૩ મુકતાપિષ્ટી તો૦ ૪
પ્રવાલપિષ્ટિ તો૦ ૪ કસ્તુરી તો૦ ૦।
ભીમસેની કપુર તો૦ ૦॥

**રીત**—પ્રથમની સાત દવાઓને ખરલમાં નાંખી ઘુંટી તેને ગાયનું દુધ, અરડુશીનો રસ, હળદરનો કવાથ, કેળના કંદનો રસ, ગુલાબના ફુલનો સ્વરસ, ચમેલીના ફુલનો રસ, તુલસીના પાનનો રસ, એ દરેકની એકેક ભાવના આપી સુકવી તેમાં કસ્તુરી તથા ભીમસેની કપુર મેળવી ઘુંટી બાટલી ભરી લેવી.

**પ્રમાણ**—૧ થી ૨ રતીભાર સવાર સાંજ બે વખત.

**અનુપાન**—માખણ અથવા મધ સાથે ઉપર દુધ પીવું.

ઉપયોગ—તમામ પ્રકારના પ્રમેહ, મધુપ્રમેહ, વીર્યશ્રાવ, નબળાઇ, ધાતુક્ષીણતા, સ્વપ્નશ્રાવ, પ્રદર, બહુમુત્ર, સોમરોગ વગેરે મટાડી અને શક્તિ આપે છે. વીર્યવર્ધક અને કામોતેજક છે.

---

# ૧૮૫ જયવટી.

**બનાવટ**—શુધ્ધ મનશીલ ૧ તોલો, શુધ્ધ હરતાલ ૧ તોલો, શુધ્ધ ગંધક ૧ તોલો, શુધ્ધ પારદ તોલો ૧॥ લઇ મર્દન કરી તેમાં તામ્રભસ્મ તોલા ૪॥ નાંખી ઘુંટી આકડાના દુધમાં તથા ભોરીંગણીના રસમાં, ગળોના રસમાં, ત્રિફલાના કવાથમાં, ચિત્રકના અને ચવકના ઉકાળામાં જુદી જુદી એક એક ભાવના આપી મર્દન કરી એક ગોળો કરી લેવો. તે ગોળાને સુકવી તેનાપર આકડાનાં પાન વીંટીને ઉપર દશ કાપડ માટી કરી તેને સુકવી કુકુટ પુટમાં પકાવી લેવું. ઠંડુ થયા બાદ ઉપરની કપડ માટી તથા પાન વગેરે દુરકરી બહુજ સંભાળથી તેમાંનો ગોળો કાઢી લઇ ખરલમા ઘુંટી તેનું વજન સાત તોલા થાય તો તેમાં શુદ્ધ વછનાગ, ફુલાવેલો ટંકણખાર, પીપર, કાળાં મરી, એ દરેક દવાઓ ચૌદ ચૌદ આનીભાર તથા શુદ્ધ નેપાળો તોલા ૩॥

